— શ્રી પ્રભુ પ્રેમી ભક્ત —

# ખેત્રાભાઈનું જીવન ચરિત્ર

— અને —

# જ્ઞાતિ ઉન્નતિ.

રચનાર—દેવીદાસ ઝીણાભાઈ રાઠોડ,
મુ૦ મુંબઈ. વરલી કોળીવાડા

છપાવી પ્રસિદ્ધ કરનાર
તુળજારામ ભુખણદાસ છત્રીવાળા.
ઠે૦ હરિપરા પીરછડી- સુરત.

પ્રત ૫૦૦. સંવત ૧૯૭૪.

સુરત ચૌટાના પૂલ ઉપર, ગટા પાસે આવેલા "શંકર"
પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ
નીકમે છાપી.

# "પ્રસ્તાવના."

પરમ કૃપાળુ શ્રી ભુરેશ્વર મહાદેવની પરમ કૃપાથી આ નાન-
કડું પુસ્તક જ્ઞાતિ બંધુઓના કર કમળમાં અર્પણ કરતાં હૃદયમાં
અત્યંત હર્ષ ઉત્પન્ન થાય છે.

પ્રભુના પ્રેમી ભક્ત ખેતાભાઈનુ જીવન ચારિત્ર કેટલાક
જુના લખાણો પરથી, તથા કેટલીક દંતકથા પરથી લખવામાં આવ્યું
છે; તેથી કોઇ ઠેકાણે ભુલ થયેલી જણાતી હોય, તો તે માટે ક્ષમા
કરશો, અને તે વિષે કૃપા કરી જણાવી ઉપકારી કરશો.

સુરતની જ્ઞાતિના પટેલ મી. ભુખણદાસ અંબારામના ચિ.
ભાઇ તુલજારામે આ પુસ્તક બહાર પાડવા માટે છપામણીનો
સઘળો ખર્ચ આપ્યો છે. મી. લલ્લુભાઇ તથા ભુખણદાસ તથા
જમનાદાસ તથા ફકીરભાઇ અને બીજા જ્ઞાતિ બંધુઓએ જીવતોડ
મહેનત કરી, પોતાની જ્ઞાતિમાં નવા સુધારા દાખલ કર્યાં, કે જેથી જ્ઞાતિ-
બંધુઓ દિનપ્રતિદિન સુખી થતાં ગયાં. "બાપ તેવા બેટા" એ
કહેવત પ્રમાણે ભાઈ તુલજારામે પોતાના પિતાશ્રીની માફક જ્ઞાતિ
સુધારાનાં વિચારથી આ પુસ્તક છપાવવા ઉમંગ દેખાડયો.

આ પુસ્તકમાં સ્વજ્ઞાતિ હિતેચ્છુ મી. ધનજીભાઇ કલ્યાણ-
જીએ પોતાના કીમતી વખતનો ભોગ આપી, ગાયનો, ભજનો,
આદિ વગેરે રચી મદદ કરી છે.

આ બંને જણાઓએ મંડળને મદદ કરી છે; તેથી તેમને ધન્યવાદ આપી ઉપકાર માનીએ છીએ.

આશા રાખીએ છીએ કે આવી રીતે જ્ઞાતિહિતના સુકૃત કાર્યમાં દરેક જ્ઞાતિ બંધુઓ તનમન અને ધનથી મદદ કરી જ્ઞાતિ સુધારવા મહેનત લેશે.

અસ્તુ.

ફાગણ સુદ ૫
સંવત ૧૯૭૪.

દેવીદાસ ઝીણાભાઇ રાઠોડ.



# શ્રી રંજપૂત ભોઇરાજ મીત્રમંડળના મેંબરો-

દેવીદાસ ઝીણાભાઈ રાઠોડ

રામજી ગોપાળજી કાપડીઆ

મોરારજી ગોકુળદાસ મહેતા

તુળજારામ ભુખણદાસ છોવાલા

મોરારજી મીઠાભાઇ

પરસોતમદાસ કસનદાસ જાદવા.

ગોવીંદજી જેઠાભાઇ વાઘેલા.

તા. ક.—કેટલાક મેંબરો ખોટા અભિમાનમાં ફસાયાથી, તથા ખરાબ રસ્તે જવાથી. મંડળે એવા મેંબરોના નામો મંડળમાંથી કાઢી નાંખી મંડળના કાયદામાં જણાવ્યા પ્રમાણે સર્વે હક રદ કર્યા છે.

લી. શ્રીરજપૂત ભોઇરાજ મીત્ર મંડળ.

મુંબઇ.



# "શ્રી રજપૂત ભોઇરાજ મિત્ર મંડળના ઉદ્ગારો."

## ગઝલ.

જ્ઞાતિના હિતને ખાતર, અમો શુરા થઇ ફરશું;
કુધારા તોડવા સત્વર, નહિ ડરશું નહિ ડરશું.
શત્રુ થઇ જ્ઞાતિના દુષ્ટો, જે ઇચ્છે જ્ઞાતનું નરશું
તેનુ કરવા નીકંદન આખર, નહિ ડરશું નહિ ડરશું
ભલે હોય જ્ઞાતિના તે શેઠ, ન તેનું કહેવું સાભળશું
અધર્મનું કરવા દુસ્તર, નહિ ડરશું નહિ ડરશું.
પ્રપંચની જાળ પાથરશે, દુષ્ટ કોઇ બોલીને નરશું
જાળપર મુકવા કાતર, નહિ ડરશું નહિ ડરશું
જ્ઞાત દ્રોહી જોરાવર હોય, તેની સામા ઉતરશું
ઘુમાવશું નિતિના શસ્ત્રો, નહિ ડરશું નહિ ડરશું
કહે રામજી સુજ્ઞ બંધુ, તેનો સંગ અમો ધરશું
આ દેવીદાશ કહે હિતકર, નહિ ડરશું નહિ ડરશું




જ્ઞાતિમાં ચોપડીઓ છપાવવાનો મુખ્ય હેતુ એ છે કે જ્ઞાતિ બંધુઓને અજાણ બાબતથી જાણીતા કરવા, નઠારા જ્ઞાતિ રીવાજોથી અને સારા જ્ઞાત રીવાજોથી થતા ફાયદા, અને લાભો કેળવણી વગર દુઃખી સ્થિતિમાં રહેલા જ્ઞાતિ બંધુઓને કેળવણી વિષે બોધ આપવો, પંદર છપાતી જ્ઞાતિને સારી અને સુખી હાલતમાં લાવવા પ્રયત્ન કરવો જોઇએ કે જેથી ખર્ચેલા નાણાનો સદઉપયોગ થાય.

કેટલાકો ચોપડીઓમાં લખાણ છપાવે છે, તથા જ્ઞાતોની મીટીંગમા મોટા મોટા ભાષણો આપે છે કે "પરસ્ત્રીને, મા, બેન સમજવી, અને જેના ઘરમાં પુરૂષ ન હોય અથવા વિધવાસ્ત્રીઓને ત્યાં કામવગર જવું નહિ." આ પ્રમાણે કવીરાજ બીજાઓને બોધ આપી પોતેજ ઉપર દર્શાવેલી સ્ત્રીઓને ત્યાં રાત દિવસ રહી મજા કરે છે.

કેટલાકો એવો બોધ આપે છે કે " પોતાની પત્નિ સાથે પતિએ કેવી રીતે વર્તવું, કેવી રીતે બોલવું, તથા ઘરસંસાર કેમ ચલાવવો" વીગેરે છપાવી દરેકને સુધારવા નીકળ્યા હોય એમ ડોળ કરે છે. પોતે બધાને બોધદાયક વચનો કહે છે, ત્યારે પોતાના ઘરમાં પોતાનીજ સ્ત્રી પોતાની મા, માશીની, અને બેનોને જેમ મનમાં આવે તેમ, ગાળો દઈ કજીઆ કરે છે. તેવા વખતમાં "સુધારક સાહેબ" ઉભા ઉભા સાંભળ્યા કરે છે; અને એકપણ શબ્દ પોતાની પત્નિને ન કહેતાં સામો પોતાની મા, માસી, તથા બેહેનોને ઠપકો આપી કહે છે કે ? " તમોજ નઠારા છો. તમારે પાલવે તો ઘરમાં રહો, અને ના મરજી હોય તો જુદા રહો; અને તે માટે પૈસા ન હોય તો કોઈ ધર્મશાળામા રહો. આ પ્રમાણે શબ્દો બોલી પોતાની પત્નિનું તાણે છે.

ત્યારે કહો કે, તે લોકો, બીજાઓને શું સુધારશે? બીજાઓની માફક અમો કોઈની આબરૂ હલકી પાડી નીંદા લખવા માંગતાં નથી, પણ આટલું તો લખવાની જરૂર છે કે. જયાં સુધી પોતે સુધરશે નહિ તે પહેલાં બીજાઓને સુધારીશું એવો વિચાર રાખવો એ મુર્ખાઇ ભરેલું છે માટે પહેલા પોતે સુધરી ત્યાર પછી બીજાઓને સુધારવા મહેનત કરવી જોઇએ. કહેવત છે કે:—

દોહરો.

પોતે સુધરીને પછી, ભાખ બીજાની ભુલ.
"શુદ્ધ" બોલતા બોબડો, "સુ સુ સુ" કરે સમુળ.

જામનગરમાં જ્ઞાતના પટેલો અને ટ્રસ્ટીઓ વરસો દોઢ વરસે બદલાય છે, અને તેની જગ્યાપર બીજા પટેલો અને ટ્રસ્ટીઓ નિમાય

છે, જેથી હીસાબમાં યા તો બ.જી કાઇ બાબતમાં ઘોટાળો થવા પામતો નથી, અને દરેક બંધુઓ ગ્નાતની સીલક તથા રીતરિવાજ અને કાયદાથી વાકેફ થાય છે. એટલુંજ નહિ પણ દરેકને ગ્નાતિ સીલક વધારવા અને ગ્નાતને સુધારવા તરફ ઉત્સાહ વધે છે.

અમો એમ કહેવા નથી માંગતા કે જામનગરની ગ્નાત સિવાય બીજી ગ્નાતોમાં પટેલો યા ટ્રસ્ટીઓ બદલાતા નથી. બીજી ગ્નાતોમાં બદલાતા હશે. પણ દરેક ગ્નાતોમાં તે પ્રમાણે થતું નથી જો તે પ્રમાણે થાય તો ગ્નાતિ બંધુઓ વધારે સારી સ્થિતિમાં આવે. એમ અમારૂં માનવું છે.



## " કેળવણીની અછત "

જેમ જેમ વખત જાય છે તેમ તેમ દરેક ગ્નાતોમાં સુધારા વધારા થાય છે. પણ આપણી ગ્નાતિમાં તે પ્રમાણે થવા પામ્યું નથી. તેનું મુખ્ય કારણ ગ્નાતિમાં કેળવણીની અછતને લીધે છે, તેનું ટુંક વર્ણન નીચે આપ્યું છે. તે પર ધ્યાન આપવા કૃપા કરશો.

### સંવાદ.

નરસીંહ અને ગોપાળજી નામે બે મિત્રો હતા. તેમાં નરસીંહ ભણેલ વીવેકી હતો, પણ ગોપાળજી અભણ અને મૂર્ખ હતો.

એક દિવસ ગોપાલજી પોતાના મિત્ર નરસીંહને ઘેર મળવા ગયો.

ગોપાળજી—કેમ મિત્ર નરસીંહ તું દેખાતો નથી ? એવા કયા કામમાં રોકાયલો છે. કે તને ફુરસદ મળતી નથી.

નરસીંહ—ભાઈ ? આજકાલ ઘણી જ્ઞાતોમાં સુધારા થાય છે. પણ આપણી જ્ઞાતિમાં તો અસલવાળાએ કાયદા કર્યા છે તેનો અમલ થાય છે. તે જોઇ મારૂ હૃદય ફાટી જાય છે.

ગોપાળજી—વળી જ્ઞાતની બાબતમાં તો શું ધ્યાન આપવું ? તે તો મોટા માણસનું કામ છે. વગર ફોગટની માથાફોડ કરવી તે આપણું કામ નહિ.

નરસીંહ—ભાઇ ગોપાળજી ? મોટા માણસો કંઇ જન્મથીજ મોટા ન હતા દરેક માણસની ફરજ અને કર્તવ્ય તેણે બજાવવુંજ જોઇએ.

ગોપાળજી—કેળવણી તે પૈસા આગળ નકામી છે. જેની પાસે પૈસા હશે તે માણસ અક્કલવાન કહેવાશે અને પૈસાવાળો માણસ કોઇપણ ગરજ રાખ્યા વગર સુખમાં દહાડા કાઢશે.

નરસીંહ—મિત્ર તમારી સમજમાં ભુલ છે. જેની પાસે વિદ્યા છે તેઓને મોટા માનથી બોલાવાય છે અને તેઓના નામો જગજાહેર થાય છે તે કેળવણીને લીધે છે. મરહુમ ઓનરેબલ દાદાભાઇ નવરોજી, મરહુમ સર ફીરોજશા મહેતા, તથા મરહુમ ગોપાળ કૃષ્ણ ગોખલે અને મી. મોહનલાલ કરમચંદ ગાંધી વગેરેના નામોને પૂજ્ય ભાવથી માનીએ છીએ તે તેઓએ લીધેલી વિદ્યાના પ્રતાપથીજ.

કેમ પૈસાવાળાના નામો આટલા બધા પ્રખ્યાત થતાં નથી ?

પૈસાવાળો જો અભણ હશે અને તેને કાંઇ લખાવવાનું અથવા તો વંચાવવાનું હશે ત્યારે તેને ભણેલા માણસની જરૂર ગરજ પડશે કેમ ખરી વાત કે ? શાસ્ત્રમાં કહ્યું છે કે—

### શ્લોક

**विध्वत्वंच नृपत्वंच नैवतुल्य कदाचन**
**स्वदेशे पुज्यते राजा विद्वान सर्वत्र पुज्यते**

**ભાવાર્થ**—વિદ્વાન અને રાજા બંને બરાબર નથી. વિદ્વાન રાજાથી પણ વધારે માન પામે છે કારણ કે રાજા તો પોતાના દેશમાં પુજાય છે પણ વિદ્વાન સર્વત્ર પુજાય છે કારણ કે ભણેલો માણસ સર્વે ઠેકાણે પુજાય છે.

### દોહરો

બાળપણામાં પુરૂષ જે, વિદ્યા ભણ્યો ન હોય
પશુ જેવો તે જગતમાં, છતમાં છે નર તોય

ગોપાળજી—પણ તેઓ સુખી તો છે? કે જેને ખાવા કે રહેવાનું દુઃખ હોતું નથી.

**નરસીંહ**—તે શું કામનું? કુતરાને બિલાડાં પણ પેટ ભરે છે. જેની પાસે પૈસો છે, તે માણુસ ગ્નાતીના ભલા માટે પૈસો ન વાપરે તેના કરતાં ગરીબ માણુસ સો દરજ્જે સારા; કારણ કે ગરીબ માણુસ પોતાની જાત મહેનતથી ગ્નાતનું ભલું કરે છે, પણ પૈસાવાળા પૈસાની મગરૂબીમાં છકી જઈ ગ્નાન સામું જોતાં પણ નથી.

### દોહરો.

કહે કમાયો કેટલું, કર્યાં કયા શુભ કામ,
પ્રભુને સંભાર્યા કહે, પળ કેટલી તમામ.
ગ્નાતિ માટે શું કર્યું, સ્વાર્થ વિશાર્યો વેશ.
ટાણે વિજય વીચારજે, ભરતા ન થાય ક્લેશ, બાળવિલાસ

ગોપાળજી—ત્યારે એવા માણુસોને શા માટે જ્ઞાતના ટ્રસ્ટીઓ (પટેલ) બનાવ્યા ?

નરસીંહ—જ્ઞાતિબંધુઓએ એવા માણુસોને સમજુ અને જ્ઞાની સમજી જ્ઞાતિના ટ્રસ્ટીઓ બનાવ્યા. પણ તે બાબતમાં જ્ઞાતિબંધુઓ છેતરાય છે. ખરૂ જોતાં જ્ઞાતિને અધોગતિપર લાવનાર જ્ઞાતીના ટ્રસ્ટીઓ છે.

ગોપાલજી-જ્ઞાતી પડતીમાં આવી તેમાં ટ્રસ્ટીઓનો શું વાંક?

નરસિંહ—ટ્રસ્ટીઓનો વાંક પહેલો છે. દૃષ્ટાંત—

જો લશ્કરમાં સેનાપતિ હુશીયાર અને ચાલાક હોય અને તેની પાસે થોડા માણુસો છતાં મોટા લશ્કર સામે જીત મેળવી શકે છે. તે ઉપરાંત હારજીતનું જોખમ સેનાપતિપર રહે છે. તેજ પ્રમાણે જ્ઞાતીમાં ટ્રસ્ટીઓ ભણેલ તથા જ્ઞાતના ટ્રસ્ટીઓ તો ઘણાપર અભણ હોય છે અને કદાચ ભણેલ હોય તો સ્વાર્થી અને બેપરવાઇથી કામ કરે છે. એકતો જ્ઞાતમાં અસલવાળાના ધારા કે જે આ વખત સુધારાની જરૂર છે, તેમાં વળી જ્ઞાતીના ટ્રસ્ટીઓ અભણ અને બેદરકાર નીકળ્યા, હવે તો જ્ઞાતીમાં કેળવણી અપાય તો સારૂં.

ગોપાલજી—કેળવણી મળવાથી જ્ઞાતીને શું ફાયદો ?

નરસિંહ—કેમ ફાયદો નહિ. જો ભણેલા માણુસો જ્ઞાતિમાં હોય તો આજ ઘણે ઠેકાણે આપણા જ્ઞાતિબધુઓ મજુરી કરે છે તેવો વખત આવત નહિ.

ગોપાલજી—આપણા બાપદાદા કરતા આવ્યા છે તો આપણે તે પ્રમાણે કરીએ છીએ તે કાંઇ ખોટું કરતાં નથી,

નરસિંહ—એજ આપણી મૂર્ખાઇ છે છે. જો એવો વિચાર કરતા આપણે બીજો સારો ઉદ્યોગ કરીએ તો આટલા દુઃખી થઇએ છીએ તેમ દુઃખી થઇએ નહિ.

ગોપાલજી—પણ આપણા બાપદાદાનું કામ તોકેમ મુકાય?

નરસિંહ—બાપદાદાનો કુવો કાંઇ ડૂબી મરવાને નથી.

श्लोक

तातस्य कुपो अय मिति बुवाणाम्
क्षारंज लंका पुरुषाः पिबंति।

ભાવાર્થ—આપણા બાપનો ખોદેલો કુવો જો કે ખારા પાણીથી ભરેલો હોય છતાં કયો પુરૂષ તેમાંથી પાણી પીએ છે? તે પ્રમાણે નુકશાન કરતાં જુના ધારા બદલાવવા જોઇએ, અને વિદ્યા તથા હુન્નરને ઉ-તેજન આપવાથી અસલનો ધંધો ફેરવાઇ જશે. તેથી આપણે પહેલાં કરતા વધારે સુખી હાલતમાં આવીશું.

ગોપાળજી—ભાઈ નરસીંહ કેળવણી લીધાથી સુખ થાય છે. ત્યારે આપણા વડીલોએ શા માટે કેળવણી લીધી નહિ?

નરસીંહ—ભાઇ આગલા વખતમાં સાર્વજનિક નિશાળોનો અભાવ હતો તેથી તે લોકો ભણતાં નહિ અને મજુરી કરતાં હતાં. હવે એવો વખત રહયો નથી. નામદાર અંગ્રેજ સરકારના રાજ્યમાં દિવસે દિવસે કેળવણી વધતી ગઇ છે, તેથી ઠેકાણે ઠેકાણે સ્કુલો સ્થાપાઈ છે; અને વળી ગરીબ માબાપના છોકરાઓને મફત પણ ભણાવે છે. એ પ્રમાણે મદદ કરી અજ્ઞાન રૂપી અંધકારને દુર કરી જ્ઞાન રૂપી તેજ પ્રગટાવે છે. તે તેજને લીધે અભણ માણસો કરતાં

ભણેલા માણસોને જ્ઞાનરૂપી તેજનો લાભ વધારે મળે છે; તેથી પહેલાં કરતાં વધારે સુખી હાલતમાં આવે છે.

જો આપણી જ્ઞાતીમાં નાના બાળકોને ભણાવવા માટે મહેનત લેવામાં આવે તો હાલમાં નાના છોકરાઓ તથા મોટી ઉમરના માણસો મજુરી કરે છે, તે ન કરતાં સારા ધંધાપર લાગી જાય; અને આપણી જ્ઞાત પડતીમાં આવી પડે છે, તો તે અસલની કીર્તિ મેળવવાને શકિતવાન થાય, પણ તે પહેલાં કેળવણીની ખાસ જરૂર છે. શાસ્ત્રમાં કહ્યું છે કે;—

श्लोक

माता शत्रु पिता वैरि, येन बालो न पालीत
न सोभते स्वभामध्ये, हंश मध्ये बको यथा:

ભાવાર્થ—પોતાના સંતાનને વિદ્યાભ્યાસ નહિ કરાવનારા માતા શત્રુ છે, પિતા વેરિ છે. જેવી રીતે હંસના ટોળામાં બગલો શોભતો નથી તેવી રીતે વિદ્વાન પુરૂષોની સભામાં મુર્ખ અભણ માણસ શોભતો નથી.

श्लोक

विद्या विहिनः पशु વિધા વગરનો માણસ પશુ જેવો છે.

ગોપાળજી—કેળવણીમાં તમોએ કહ્યા પ્રમાણે સુખ છે તે મેં આજે સાંભળ્યું- જો મારા વડીલોએ આ પ્રમાણે વાતો કરી સમજણ પાડી હોત તો આજે હું અભણ છું તેમ અભણ રહેત નહિ.

નરસીંહ—પણ તેઓ બીચારાઓને વિદ્યા વિષે પુરૂ જ્ઞાન ન હોય તો તેઓ તમને કયાંથી કહે ? પણ તમારે ભણવાની મરજી હશે તો હજુ પણ ભણાશે.

**ગોપાલજી**—તો તમો મને ભણતા શીખવામાં મદદ કરશો.

**નરસીંહ**—હા, હું જરૂર મદદ કરીશ અને તમો ભણી હોંશિઆર થાશો તો મારા કામમાં મદદ કરશો એવી આશા રાખું છું.

( ગંગાજળ નીરમળ મહી—એ રાહ. )

યૌવન ધન લાવણ્યતા પામી ન જે થાય,
સ્તુતિ તેની સર્વે કરે. જગમાં સુજશ ગવાય.
ભણ્યા વિના વિદ્યા ભલી, આ ગુણ આવે કેમ?
તેથી મહેનતથી ભણો, તનમન દઇ ધરી પ્રેમ.

દોહરો.

કાવ્ય શાસ્ત્ર આનંદમાં ડાહ્યાના દિન જાય,
નિંદા કલેશથી મૂર્ખનો, જન્મ પુરો ઝટ થાય.

**ગોપાલજી**—ઘણી ખુશીથી તમારા કામમાં મદદ કરી જ્ઞાતીમાં સુધારા કરવામાં સામેલ થઈશ.

ઉપર લખ્યા પ્રમાણે વિચાર કરી ગોપાળજીએ ભણવાનું શરૂ કર્યું; અને તે કામમાં નરસીંહએ મદદ કરી.

સાખી.

વિદ્યારૂપી ધન તણું, આપી આશ્રય જણાય;
ખર્ચ્યા વીણ ખુટી પડે, વધે જેમ વપરાય.

થોડા વખતમાં ગોપાળજી ભણી હુશીયાર થયો; અને જ્ઞાતને કેવી રીતે સુધારવી તથા અસલની કીર્તિ કેમ મેળવવી તેના વિચારમાં ખુબ મહેનતથી ગોઠવણ કરવા ઉત્તેજીત થયો.

# " વિનંતીના બે બોલ. "

ભાઇઓ ઉઠી નિંદ્રાદેવીનો ત્યાગ કરી બેસી ન રહો. એમ બેસી રહેવાથી કાંઇ થવાનું નથી. પણ કાંઈ ઉપાય કરી આપણી જ્ઞાતિને સારી હાલતમાં લાવવા મહેનત કરવા તૈયાર થાઓ.

ભણેલાઓએ પોતાના મનમાં અભિમાન ન રાખતાં પોતાની વિદ્યાનો ઉપયોગ સારે રસ્તે વાપરી જ્ઞાતમાં અભણ માણસોને વિદ્યા અભ્યાસ કરાવી સુધારવા પ્રયત્ન કરવો જોઇએ,

ભાઇઓ હું ભણેલો છું તેથી આખી જ્ઞાતીને હું સુધારીશ એવો અભિમાન અથવા ગર્વ રાખવો એ ભુલ ભરેલું છે. એક માણસ કાંઈ હજારો માણસને સુધારી શકતો નથી, પણ બીજાઓની મદદ લેવી પડે છે. તો તે તેવા કામમાં ભણેલા અને જ્ઞાની માણસની જરૂર છે.

## દોહરો.

ભણતા ભણતા થાય છે, જન મોટો મતિમાન,
દોરડું ઘણું ઘસાય છે, પથ્થરે પડે નિશાન.

જો તમો તમારા ભલામાં, તમારા કુટુંબના સુખમાં, અને તમારી જ્ઞાતિની ચઢતીમાં રાજી હોવ તો, ભાઇઓ તમારા કુટુંબમાં અને જ્ઞાતિમાં કેળવણીનો પ્રસાર કરો.

દરેક દેશાવરનાં પટેલોને ટ્રસ્ટીઓને તથા શેઠીઆઓને નમ્રતા પૂર્વક વિનંતી કરીએ છીએ કે, આપણી જ્ઞાતિમાં જોશો તો, ભણેલા માણસો કોકજ હશે, કારણ કે નાના બાળકો પોતાની મરજી પ્રમાણે

જ્યાંત્યાં રખડતાં ફરતાં જોશો. એવા બાળકોપર માબાપનો પુરતો અંકુશ રાખવા ભલામણ કરીએ છીએ.

કેટલાકો પગારની લાલચે પોતાના નાના બાળકોને નોકરીપર મોકલાવે છે, અને તેમનું ભવિષ્ય વિચારતા નથી કારણ કે તે બિચારો પાછળથી પસ્તાય છે, અને કહે છે કે " અરેરે ! હું કાંઇક ભણ્યો હોત તો કેવું સારૂં ? માટે જ્ઞાતીના ટ્રસ્ટીઓ જ્ઞાતમાં ફરજયાત કેળવણીનો કાયદો દાખલ કરી ભણાવવા ફરજ પાડી. સર્વે દેશાવરની જ્ઞાતના અગ્રેસરો આ કામ આગળ પડી માથે લે તો શું જ્ઞાતિબંધુઓ સુધરી ના શકે ?

બંધુઓ જ્યાં સુધી કેળવણી પ્રસાર જ્ઞાતમાં નહિ કરશો ત્યાં સુધી કોઇ દિવસ તમો મોટા કામો કરી શકશો નહિ એટલુંજ નહિ પણ જ્ઞાતીને સુધારી સુખી કરી શકશો નહિ.

કેટલીક જ્ઞાતોમાં થોડા હુશીઆર માણસો, જ્ઞાતમાં હોય છે તે લોકો જ્ઞાતના પૈસા પોતાના ખર્ચ માટે ખોટા અને વેરભાવથી જ્ઞાતને નુકશાનમાં પહોંચાડવા ખોટી સલાહ આપી પૈસા કઢાવી પોતાના ખીસા ભરે છે; તો તેવી જ્ઞાતોમાં અથવા તેવા ગામોમાં કેળવાયલા હુશીઆર માણસો યાતો ટ્રસ્ટીઓ હોય તો જ્ઞાતના પૈસા ગેરવલ્લે ન જવા દેતાં આડે માર્ગે વપરાય, પણ તે પહેલાં કેળવણીની જરૂર છે.

આપણી જ્ઞાતીમાં નાના બાળકોને ભણાવવા માટે મહેનત લેવામાં આવે તો આપણે કેળવણી વગર દુઃખી હાલતમાં છીએ તો તેવી હાલતમાં ન રહેતાં સારી અને સુખી હાલતમાં આવીએ. ભાઇઓ, હવે પહેલા જેવો વખત રહ્યો નથી. દિનપ્રતિદિન જમાનો

સુધરતો જાય છે. ઘણી ગ્નાતોમાં છોકરાઓ અને છોકરીઓ ભણાવવા માટે ગ્નાતો તરફથી સ્કુલો ખોલવામાં આવે છે, અને ભણવા પ્રત્યે ઉમંગ લાવવા માટે ઈનામો આપી પોતાની ગ્નાતિના બાળકોને ભણાવી હુંશીઆર કરે છે.

ઉપર લખ્યા પ્રમાણે આપણી ગ્નાતમાં સ્કુલો ખોલી બાળકોને ભણાવવા ફરજ પાડે તો પહેલા જેટલા દુઃખી રહે નહિ.

દરેક ઠેકાણે દરેક દેશાવરમાં નામદાર સરકાર તરફથી સ્કુલો ખોલવામાં આવી છે તો નામદાર સરકારનો ઉપકાર માની સ્કુલનો લાભ બાળકોને આપવા માટે સ્કુલોમાં ભણવા મુકવા એ માબાપોની ફરજ છે.

જે દેશાવરમાં માબાપ પોતાના છોકરાઓને ભણાવવા બેદરકાર નીકળે અથવા તો ભણાવવા માટે તે લોકોની શક્તિ ન હોય તેવી ગ્નાતોમાં ગ્નાતના અગ્રેસરોએ બાળકોને ભણાવવા સારૂ દબાણ કરવું અથવા તો, ગ્નાતિ ખર્ચે ભણાવવા.

આવા કામોમાં ખર્ચેલા નાણાંનો સદઉપયોગ થાય છે ગ્નાતિના પૈસા ઉજાણી કે ખાવા પીવા ભેગા કર્યા નથી, પણ ગ્નાતિ બંધુઓને સુધારવા ભેગા કર્યા છે એવો વિચાર હમેશાં રાખવો માટે શરૂઆતમાં બાળકોને વિદ્યા આપી સુધારો.

## ગ્નાતિના પડતીની કારણો.

આપણી ગ્નાતિની પડતી થઈ; આજ દુઃખી હાલતમાં છીએ, તેના મુખ્ય કારણો નીચે આપ્યા છે, તે પર ધ્યાન આપશો.

૧-વિદ્યા વગર થયેલી દુઃખી સ્થિતિ.

૨-અદેખાઇ,

૩-કુસંપ.

૫-વેરભાવ.

ભાઇઓ આપણામાં કેળવણીની અછત છે, તેથી બીજાઓની ચઢતી થવી, તેઓના નામોની સદ્કીર્તિ પ્રસિદ્ધ થતી જોઇ શકતા નથી; અને તેને લીધે દ્વેષ એટલે અદેખાઇ કરે છે. અદેખાઈ કરવાથી એક બીજા સાથે વેરભાવ ઉત્પન્ન થાય છે; જેથી કરીને કોઇ કોઇને દેખી શકતા નથી. વેરભાવ થવાથી કુસંપનું બી રોપાય છે, અને આખર એક મોટું ઝાડ ઉગે છે. તે ઝાડની છાયા જ્ઞાતમાં પથરાયાથી અંતે જ્ઞાતમાં કુસંપ થાય છે; અને કુસંપના પ્રતાપથી જ્ઞાતની પડતી થતા વાર લાગતી નથી.

બંધુઓ વિદ્યા ભણી હુંશીઆર થાઓ, અને અદેખાઈ કરવાનું છોડી દેવ. તે ટેવ છુટશે એટલે વેરભાવ રહેશે નહિ, અને જ્યાં વેરભાવ નથી ત્યાં કોઇ દિવસ કુસંપ થતો નથી.

જો તમે સુખી થવા માંગતાં હોવ તો ઉપર લખ્યા પ્રમાણે વર્તો અને ત્યારપછી બીજાઓને તે પ્રમાણે વર્તવાની ટેવ પાડતાં શીખવો. પણ આટલું યાદ રાખજો કે. તમો સુધરશો નહિ, તમારૂં બોલવું, યા લખેલું પાળશો નહિ ત્યાં સુધી બીજાઓને તથા જ્ઞાતીને સુધારી શકશો નહિ.

મારા વ્હાલા ભાઇઓ તમો પહેલાં સુધરો અને જ્ઞાતિબંધુઓને સુધારી સદ્કીર્તિ સાગરને પ્રાપ્ત કરવા શક્તિવાન થાઓ.



## — શ્રી પ્રભુ પ્રેમી ભક્ત —

# ખેતાભાઇનું જીવન ચરિત્ર

ભરતખંડમાં ઘણા ભક્તો થઇ ગયા છે, કે જેઓના નામનું રટણ કરવાથી દુઃખ દુર થાય છે; એવા ભક્તોમાંના એક ભક્ત કાઠીયાવાડમાં આવેલા જામનગર શહેરમાં રજપુત સોઇરાજ જ્ઞાતિમાં થઇ ગયા, કે જેની હજુ સુધી માનતા તથા દર્શન વગેરે કરી દેવસમાન પૂજાય છે. એવા અમર નામ કરી ગયેલા ભક્તનું જીવન ચરિત્ર વાંચવાને સુજ્ઞ વાંચક વર્ગને ભલામણ કરીએ છીએ.

ભક્તરાજ ખેતાભાઇનું નામ કાઠીયાવાડ તેમજ બીજા શહેરોમાં સુપ્રસિદ્ધ છે. તેમનો જન્મ આશરે દોઢસો વરસપર જામનગરમાં સોઇવાડમાં ધર્મશાળા ફળીયામાં ગરીબ સ્થિતિના કુટુંબમાં થયો હતો. તે જાતે વાશ કુળના રજપુત સોઇરાજ હતા. તેમના પિતાશ્રીનું નામ ભાણજીભા હતું. તે વખતે જામનગર શહેરમાં મહારાજા જામ જશાજી રાજ કરતાં હતાં, ભાણજીભાને બે પુત્રો હતા. મોટા પુત્રનું નામ હરજીભા હતું. અને નાના પુત્ર કે જેનું નામ લેવાથી પાપ નાશ થાય છે, એવા પરમ પ્રભુભક્ત ખેતાભા હતું કે જે હાલમાં ખેતાભગતના નામથી સુપ્રસિદ્ધ છે.

આ બન્ને ભાઇઓએ નાનપણથી પોતાની માતાનું સુખ જોયું નહોતું (નાના બાળકો મુકી તેમની માતુશ્રી સ્વર્ગવાસી થયા હતા) ભાણજીભા હમેશાં ભજન કીર્તન કરતા હતા; અને ઘણીવાર બીજાઓને લઇ ભજનમાં આખી આખી રાત ભજન ગાવામાં અને ગવરાવવામાં ગુજારતાં હતાં. જોકે પોતે ગરીબ હાલતના હતા; તે છતાંય

સાધુ સંતને સારો સત્કાર આપી મન સંતોષ કરી રાજી રાખતાં હતાં. કોઇ કોઇવાર સંતજનો રાતને દિવસ ભજન કરી તેમને ત્યાં રહેતાં હતાં; તે વખતે પોતે દુઃખ વેઠી તે લોકોને નીભાવતાં અને ભજન કરી આનંદમાં દહાડા ગુજારતાં હતાં.

પોતાને ત્યાં તેમજ બીજાઓને ત્યાં ભજન થતાં તે ખેતા ભક્તને ઘણું પ્રિય લાગતું હતું; તેથી પોતાના પિતા સાથે ખુશીથી ભજનમાં જતાં, અને ત્યાં આખી રાત ભજન ગાવામાં કાઢતા હતાં. આ કારણથી તેમના પિતાશ્રીના ગુણ ખેતાભક્તમાં આવ્યા. શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

### શ્લોક

गंगा पापं शशी तापं दैन्यं कल्प तरु स्तथा ।
पापं तापं च दैन्यं च हरेत्साधु समागम ॥

ભાવાર્થ—ગંગામાં સ્નાન કરવાથી પાપ નાશ થાય છે. ચંદ્રમાં તાપનું હરણ કરે છે, અને કલ્પવૃક્ષ દારિદ્રતાને દુર કરે છે; પણ સંતજનનો સમાગમ એકે ફેરે એ ત્રણને હરણ કરે છે; (પાપ તાપ અને દારિદ્રતાને)

તે પ્રમાણે ખેતાભકતમાં સંતના સમાગમથી સારા ગુણ આવ્યા.

આશરે પંદર સોળ વરસની ઉમર થઇ ત્યારે તેમના પિતાશ્રીએ [illegible] કન્યા કે જેનું નામ દેવકીજી હતું. તેમની સાથે વિવાહ કર્યા;

હજુ વિવાહ કર્યાને થોડા વરસ થયા નહિ [illegible] તેમના પિતાશ્રી [illegible] આ [illegible] સંસારનો ત્યાગ કરી

સ્વર્ગવાસી થયા; અને ઘરનો સઘળો કારભાર મોટા છોકરા હરજીભા પર આવી પડયો; હરજીભાને ભજન ગાવા ગમતા નહિ તથા ખેતાભકત કામ ધંધો ન કરતાં ભજન ગાવામાં દહાડાઓ નિર્ગમન કરવા લાગ્યાથી હરજીભાને ખેતાભકત સાથે અણબનાવ થવાથી હંમેશાં ઘરમાં કજીઓ થતો હતો, આ કારણુની મનગમતા ભજન થતા નહિ, તેથી પોતાની પત્નિ દેવકીજીને લઇ પોતાના મોટા ભાઇથી જુદા રહ્યાં,

હવે ખેતાભક્ત સંસારની કે કમાવવાની પરવા ન રાખતાં ભજન કીર્તન કરવામાં દીવસો કાઢવા લાગ્યા. આવી રીતની વર્તણુંક જોઇને તથા ખાવા પીવાનું દુ:ખ હોવાથી દેવકીજી પોતાના પિયરમાં (માવતરમાં) જતાં રહ્યા. આથી ખેતાભક્ત ઘણા ખુશી થયા, અને લોકોને કહેવા લાગ્યા કે, "ઔષધી બીના, વ્યાધિ ગઇ." મારે પણુ આટલુંજ જોઇતું હતું. સતપુરૂષ કહી ગયા છે કે:—

(ગંગાજળ નિર્મળ મહીં, ચોર કને ભંડાર—એ રાહ.)

માત પિતા સુત સુંદરી, રાખત અતિસે પ્યાર,
મુક્ત કહે ચેતન ગયે, સબ મીલી કાઢત બાહાર.

**ભાવાર્થ**—માત, પિતા, પુત્રો, સ્ત્રી વગેરે ઘણુંજ હેત રાખે છે, પણુ જયારે દેહમાથી ચેતન એટલે જીવ નીકળી જાય છે, ત્યારે સર્વે ભેગા મળી બહાર કાઢે છે.

આ પ્રમાણે ખેતાભક્ત લોકોને બોધ આપી ભજન ગાવામાં આનંદ લેતા હતા.

દેવકીજીના માતપિતાના કહેવાથી, અને પોતાને સંસારની વ્યાધિ ત્યાગ કરવાના વિચારથી સંવત ૧૯૫૨ની સાલમાં જામનગરમાં

જ્ઞાતિ રિવાજ પ્રમાણે દામોદર પોતાની પટલાઇમાં ખેતાભક્તે દેવકીજીને છુટકો આપ્યો.

આ વ્યાધિમાંથી મુક્ત થઇ પ્રભુ પ્રેમમાં મન લીન કરી ભજન માંને ભજનમાં લહેર કરવા લાગ્યા, પણ તે લાંબા સમય સુધી ટકી શકયું નહી; કારણ કે, એકતો ગરીબ હાલતનાં હતા, તેમાં વળી કોઇ રસોઈ કરી આપનાર ન હોવાથી, ખાવા પીવાનું ઘણું દુઃખ વેઠવું પડતું હતું; તે છતાં તે ભજન કીર્તન ન છોડતાં પ્રભુ ભજનની ધુનમાં રહેતાં હતાં.

થોડાં વરસ આ પ્રમાણે દુઃખ સહન કર્યું, પણ આખરે પોતાના જ્ઞાતિબંધુઓના તથા બીજા માણસોના ઘણા આગ્રહ સાથ સમજાવ્યાથી પોતાની મરજી વગર ન છુટકે જામનગરમાં રાઠોડ કુળની કન્યા સાથે વિવાહ કરી સંસારમાં પાછા પડયા.

જો કે મજકુર કન્યા સાથે વિવાહ કર્યા હતાં, તે છતાં જમવા શિવાય બીજી વાતની ફીકર ન રાખતાં, પ્રભુ ભજનમાં મસ્ત રહેતા હતા.

શ્લોક

भोगे रोग भयंम, कुळे च्युति भयं, विते नृपालयद्भं ।
मौने दैन्य भयं, बले रिपु भयं, रुपेज राय भयं ॥
शास्त्रे वाद भयं, गुणे खल भयं, कायेकृतान्तायद्भं ।
सर्व वस्तु भया, निवतं भुविनृणा वैराग्य मेवाभयं ॥

**ભાવાર્થ**—ભોગમાં રોગનો ભય, કુળમાં ભ્રષ્ટ થવાનો ભય, મૌનમા દીનતાનો ભય, રૂપમાં જરાનો ભય, શાસ્ત્રમાં વાદનો ભય, ગુણમાં ખલનો ભય, અને કાયામાં કાળનો ભય, એમ સર્વ વસ્તુ મનુષ્યોને જગતમાં ભયવાળી લાગે છે, માત્ર એક વૈરાગ્ય અભય એટલે ભય વગરનું છે.

આવી રીતે ખેતા ભકત બાકીના મહિનાઓ અને વરસો ભજન ગાવા અને ગવરાવવામાં કાઢતાં હતાં, ત્યારે તેમની પત્નિ દેવકીજી પોતાના પતિનું રટણ કરતાં હતાં. જ્ઞાતમાં બીજો પતિ કરવાનો રિવાજ હોવા છતાં, બીજો પતિ ન કરતાં પોતાના પતિનુંજ (એટલે ખેતા ભગતનું) ભજન કરતાં હતાં, કારણ કે તે સારી રીતે સમજતાં હતાં કે, પતિ તે પરમેશ્વર છે, માટે પતિના ભજન કરવામાં મોક્ષ મળે છે, તેથી તે પોતાના સ્વામીનું સ્મરણ કરવામાં વરસો કાઢતાં હતાં.

આ પ્રમાણે પતિ પત્નિ ભજનની ધુનમાં લીન થઇ પોતાના આયુષ્યોના દિવસો ગુજારતા હતા, એ પ્રમાણે દિવસો ગુજારતાં ગુજારતાં ખેતાભક્તને સત ચઢયું. આ વાતની ખબર તેમના સગા વહાલાઓએ જ્ઞાતિમાં કરી, તેથી જ્ઞાતિબંધુઓ ભેગા થઇ ખેતા ભકતને ત્યાં આવ્યા, અને કહ્યું કે "જો તમોને સાચું સત ચઢયું હોય તો આ બધાની રૂબરૂમાં ચુલા ઉપર ખીર મુકી સાધન વગર તમારા હાથે ખીર બનાવો, અને તૈયાર થયા બાદ તમો જમો તથા બીજાઓને જમાડતાં ખૂટે નહિ, અને જેટલી હતી તેટલી રહે, તો અમે જાણીએ કે તમોને સાચું સત ચઢયું છે."

તેજ પ્રમાણેખેતા ભક્તે ગરમ ખીરમાં હાથ નાંખી સાધન વગર હલાવી ખીર તૈયાર કરી. પોતે ગરમ ગરમ જમ્યા, અને બીજાઓ કે જેઓ ત્યાં હાજર હતાં તેઓની મરજી પ્રમાણે ખીર જમાડી અને બધા ધરાઇ રહ્યા છતાં ખીર ખુટી નહિ અને જેટલી હતી તેટલી રહી.

ઉપર લખ્યા પ્રમાણે ખેતાભકતે પડછો દેખાડયો ત્યારે રજપૂત ભોઈરાજ જ્ઞાતિના પટેલ સવજીભાઈ ગોકળભાઈ તથા બીજા જ્ઞાતિ બંધુઓને ખાત્રી થઇ, તેથી જ્ઞાતિના ખર્ચે સામૈયું કાઢી જામનગર શહેરમાં ફેરવવાનો વીચાર કર્યો.

સર્વે માણુસો સૌ સૌના ઘેર ગયા ત્યારે દેવકીજી કે જે ખેતા ભકતની પહેલાની પત્નિ હતા, તેમને પણ પોતાના સ્વામીજીનું જોઇને સત ચઢયું, કારણ કે હરનીસ પોતાના પતિનુંજ ભજન કરતાં હતા. લોકોને આ વાત ખોટી લાગી કે મજકુર બાઇ ઢોંગ કરે છે, પણ તે સતી બાઇએ પતિવ્રત ધર્મના પ્રતાપથી લોકોને દેખાડી ખાત્રી કરી આપી અને પોતાના હાથમાંથી કંકુ કાઢી પોતાના ઘરમાં પોતાની સોક રાંઠોડ કુળની કન્યા કે જે ખેતા ભકતની બીજીવારની પત્નિ હતા તેના ઘરમાં તથા બીજાઓને ત્યાં એ પ્રમાણે ચાર ૭ ઠેકાણે કંકુના છાપા માર્યા; જેની નીશાની હજુ સુધી પણ જોવામાં આવે છે.

### શ્લોક.

**असजनो सजन संग योगानकरोति दुःसाध्यंम पीह साध्यम।**
**पुष्पाश्रयाच्छं भुजटाधि रुधापिपि लिका चुवाति चंद्र बिबं॥**

**ભાવાર્થ**—અસજન પુરૂષ પણ સજન પુરૂષની સંગતિથી દુઃસાધ્ય વસ્તુને પણ સાધ્ય એટલે મેળવી શકે છે.

**દ્દષ્ટાંત**—એક કીડીએ એક દિવસ વિચાર કર્યો કે મારે ચંદ્રમા પાસે જવું, જો કે તે પ્રમાણે બની શકે તેમ હતું નહિ, તે છતાં કીડીએ પોતાનો વિચાર ફેરવ્યો નહિ અને પોતાના ઠરાવને વળગી રહી. એક દિવસ ગુલાબના ઝાડ આગળ આવી, અને તે ઝાડના

ફુલમાં રહેવાનું પસંદ કર્યું. કારણ કે તે કીડી જાણતી હતી કે, કોઇ પણ દિવસ આ ફુલ મહાદેવની ઉપર ચઢશે એવા વિચારથી ફુલમાં રહી. થોડા દિવસ ગયા એટલામાં એક શિવ ભગત ત્યાં આવી જે ફુલમાં કીડી રહેતી હતી તે ફુલ લઇ મહાદેવને ચઢાવી પૂજા કરી ઘેર ગયો એટલે કીડીએ શંકરના લલાટમા ચંદ્રમા હતા, તેને સ્પર્શ કરી પોતાની મન કામના પુરી કરી.

તે પ્રમાણે એ પુષ્પરૂપી સજ્જનના સમાગમથી કીડી રૂપી અસજ્જન પણ શીવ જટારૂપ સદગતિને પામે છે.

### ધીરાના પદ.

પારસમણી પરખોરે, સતગુરૂનો સંગ કરી,
હરિ છે પાસેરે, શોધો નહિ દુર ફરી.—ટેક.
કોઇ જાય ગોકુળ, મથુરા, કાશી કોઇ જાય હરદ્વાર,
ચાર ધામ તીર્થ કરી આવે, ના મળ્યા કીરતાર.
તાર છે તનમાંરે, ભજો દ્રઢ પ્રેમ ધારી—પારસ.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં છે, પ્રભુની માયા અપાર,
જે જન એને ભજે નિરંતર, તે પામ્યા છે સાર.
સાર ગ્રહી સંતોરે, બેઠા ઠામ અચળ કરી.—પારસ.
મળવા ચાહો હરિને તો, છોડો જગનો પ્યાર,
પ્યાર પુરણથી એના ધ્યાનમાં, રહો બની એકતાર.
તારશે અંતેરે, ભકતોને ભવબંધ હરિ.—પારસ.
થાયે દર્શન ઘટમાં તો, મોહતમ રહે ના લગાર,
એવા ભકત શરણેરે, કહે ધનજી નીશ્ચેય થાય ઉદ્ધાર.
ધારજો ભક્તિરે, ભગવતની ભાવે ખરી.—પારસ.

દેવકીજીની સતની ખાત્રી થવાથી, જામનગરની રજપૂત ભોઈરાજ જ્ઞાતિ તરફથી બંને પતિ પત્નિને પાલખીમાં બેસાડી જામનગર શહેરમાં મોટા ઠાઠમાઠથી સામૈયું કાઢી ફેરવ્યાં, કે જેનું વર્ણન લખવાને કલમ પણ અશક્ત છે. તે દિવસે બધા લોકોને તેમાં મુખ્ય કરીને રજપૂત ભોઈરાજ જ્ઞાતિમાં આનંદનો પારજ રહ્યો નહિ. ખેતા ભક્ત કે જે વાસ કુળના હતા તથા દેવકીજી જેઠવા કુળના હતાં. આ બન્ને કુળના માણસો તો હરખમાંને હરખમાં ભજન કીર્તન કરતાં કરતાં સામૈયામાં માહલતા હતા. તે વખતે તેમના હૃદયમાં જે આનંદ ઉત્પન્ન થયો હશે, તે વિષે વિચાર કરવાનું અમારા સુજ્ઞ વાંચકોને સોંપુ છું.

ખેતા ભકતને તથા તેમની પતિ દેવકીજીને શહેરના લોકોએ ધામધુમથી અને ભજન ગાતાં, જામનગરથી આશરે અરધો ગાઉ છેટે વીસોત માતાનું મંદીર નદીને કાંઠે નાગેશ્વર મહાદેવનાં મંદીર પાસે કે જે જગ્યા રજપૂત ભોઈરાજ જ્ઞાતિને હસ્તક હતી, તેની પાસે ખેતાભકતે ત્યાં જીવતાં સમાત લીધી, અને ખેતા ભકતની સમાતના પાછલા ભાગમાં દેવકીજીએ પણ જીવતાં સમાત લઈ નામ અમર કરી દુન્યામાં પૂજાવવા લાગ્યા.

પ્રભુના પ્રેમીએ ગુણવાન, ભકત ખેતાને ધન ધન છે,
ગયા હરિપદમાં એ નીદાન, ભકત ખેતાને ધન ધન છે.—ટેક
તત્વ દર્શનમાં એ આતુર, હતા ગુરૂ જ્ઞાનમાં ભરપૂર,
રહેતા પ્રભુ ભજનમાં ચકચુર, ભકત ખેતાને ધન ધન છે.
માયા આ જગની છોડી, જીવતાં સમાત લઇ દોડી,
ગયા સ્વર્ગે સહ જોડી, ભક્ત ખેતાને ધન ધન છે.

કરી દુર ભર્મના દુખ દ્વંદ, થ્યા બ્રહ્માનંદમાં આનંદ,
તુટ્યા જેના સર્વે ભવબંધ, ભકત ખેતાને ધન ધન છે.
હતા સદવકતા એ શુભ સંત, દયાળુ સત્ય શીળ અનંત.
કહે છે ધનજી થઇ નિશ્ચંત, ભકત ખેતાને ધન ધન છે.

ખેતાભકત તથા દેવકીજીએ સમાત લીધી તેની તિથિ, મહિનો ને સાલ વિષે ઘણી બારીકી તપાસ કરવા છતાં સાલ મહિનો અને તિથિ ખાત્રીપૂર્વક ન મળવાથી સાલ તથા મહિનો વગેરે લખી શકયા નથી પણ ખેતા ભકતે જીવતાં સમાત લીધી છે, તે જગ્યાપર દેહરી બાંધેલી છે, તે દેહરીપર જુનો લેખ કોતરેલો જોવામાં આવે છે, તે નીચે પ્રમાણે છે:—

संवत १८ चा सगता वरस
आसु वद अमास बार गरुवन
समात छे भगत खेतासाजी
बारोट वकी समात.

આ પ્રમાણે તે દેહરીપર કોતરેલા અક્ષરો જોવામાં આવે છે, આ ઉપરથી અમો ધારીએ છીએ કે, ઉપર લખ્યા મુજબ સમાત લીધી હશે.

આ પ્રમાણે ભકત શિરોમણી ખેતા ભકતની તથા દેવકીજીની સમાતની ક્રિયા પુરી થયા પછી સર્વે માણુસો પાછા ભજન કરતાં કરતાં ઘેર આવ્યાં; અને ધર્મશાળા ફળીયામાં કે જ્યાં ખેતા ભકત રહેતાં હતા ત્યાં ભજનની ધુન લાગી રહી. આખા શહેરમાં જ્યાં ત્યાં ખેતા ભકતની તથા દેવકીજીનીજ વાતો થતી હતી, ધન્ય છે તેમના માતપિતાને કે જેને આવા રત્નો જન્મ્યા. ધન્ય છે આવા

ભક્તોને કે જેઓએ પોતાની જ્ઞાતિનું, માતપિતાનું તેમજ પોતાના મામોની કીર્તિ સદાને માટે અમર કરી દેવ સમાન થયા અને જગતમાં પૂજાવવા લાગ્યા.

ધર્મશાળફળીયામાં બધા માણસો ભજન ગાવામાં લીન થઇ ગયા અને ખેતાભક્તની તથા તેમની પત્નિ કે જેને પોતાના સ્વામીજીની માફક શમાત લીધી હતી તેમના વખાણ કરતાં હતાં.

### દોહરો

કુળના એક સપુતથી આખુ કુળ વખણાય,
એક ચંદન વૃક્ષથી, વન જેમ વાસિત થાય.

આ પ્રમાણે જામનગર શહેરમાં થાય છે, ત્યારે બીજી તરફ એટલે ખેતાભક્ત તથા દેવકીજીએ જીવતાં સમાંત લીધા હતા તે બંન્ને જણાએ જામનગરથી આશરે, બે ગાઉને છેટે ધુવાઉ નામે નાનુ ગામ છે, તે ગામની સીમે ગાંજાની કળી પાસે એક ભરવાડને દર્શન દીધા. તે વખતે ખેતાભક્તના હાથમાં તંબુરો ને બીજા હાથમાં કીરતાલીઆ તથા દેવકીજીના બંન્ને હાથમાં મંજીરા હતા ભરવાડે સાધુ મહારાજ સમજીને પગે લાગ્યા ત્યારે ખેતાભક્તને મજકુર ભરવાડ સાથે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો.

ખેતાભક્ત—ભાઇ ? તમે કયાં જાઓ છો ?

ભરવાડ—મહારાજ ? હું જામનગર જાઉં છું.

ખેતાભક્ત—જામનગરમાં ભોઇવાડામાં ધર્મશાળ ફળીયામાં જજો. ત્યાં માણસો ભજન કીર્તન કરે છે, ત્યા જઇને કહેજો કે ઘરમાં બંડકીયામાં કોરીઓ છે; તેની મીઠાઈ લાવી છોકરાઓને જમાડી દેજો.

ભરવાડ—મહારાજ આપનું નામ શું ? તે કૃપા કરી કહો તો તો ત્યાં જઇ નામની નિશાણી સાથે તમારૂં કહેલું તે લોકોને કહીશ.

ખેતાભક્ત—ભાઇ મારૂં નામ "ખેતો છે." અને આ મારી સાથે છે તે મારી ધર્મ પત્નિ થાય છે, તેનું નામ "દેવકીજી" છે. માટે અમારૂં નામ લઈ આટલુ કામ જરૂર કરજો.

ઉપર લખ્યા પ્રમાણે મજકુર ભરવાડ સાથે ખેતાભક્તે વાતો કર્યા પછી ભરવાડ સાંજના જામનગરમાં આવ્યો અને ધર્મશાળા ફળીયામાં કે જયાં સર્વે લોકો ઢોલક, પખાજ, મંજીરા, તંબુરા, વીગેરે લઇ ભજનમાં લીન થઇ આનંદ લેતા હતાં; તે જગ્યાપર ઉપર દર્શાવેલ ભરવાડ કે જેને ખેતાભક્ત તથા દેવકીજીના દર્શન કર્યા હતા તે આવી માણસોને ભજન ગાતાં અટકાવી બોલ્યો ભાઇઓ? મને ધુવાઉના સાંમે સાધુ મહારાજ તથા તેમની સાથે એક સ્ત્રી હતા તેમને કહેવડાવ્યું છે કે "મારા ઘરનાં ભંડકીયામાં" કોરીઓ છે તેની મીઠાઈ લાવી છોકરાઓને જમાડજો. ત્યારે ભજન મંડળ-માંથી તે ભરવાડને પુછ્યું કે તેમને જે સાધુ મહારાજ તથા સ્ત્રી સાથે મેલાપ થયો હતો તેમના નામો શું છે, તે તમો જાણો છો ?

ભરવાડે કહ્યું "પહેલા તો હું તેમના નામોથી અજાણ હતો પણ સાધુ મહારાજને પુછવાથી મને કહ્યું કે "મારૂં નામ ખેતો અને સ્ત્રીનું નામ દેવકીજી છે." એ પ્રમાણે કહી વિદાય થઇ ગયા અને હું તમારી પાસે કહેવાને આવ્યું છું. તમારી મરજી હોય તો જમાડો અને ના મરજી હોય તો તમારી ખુશી." એટલું બોલી તે ભરવાડ ઉભો રહ્યો.

જયારે ભરવાડના મુખમાંથી ખેના ભક્તનું તથા દેવકીજીનું નામ સાંભળતાં તે લોકો ચમકી ઉઠયા અને બોલ્યા કે "એ ભલાભાઇ? તે પતિપત્નિએ આજે જીવતા સમાત લઇ કીર્તિ અવીચલ કરી દેવ-પુદ પામ્યા છે," ત્યારે ભરવાડ નસીબને દોષ દેતો બોલ્યો હું. કેવો અભાગ્યો, કે જેને સાક્ષાત દેવ મળ્યા તેને ન ઓળખતા જતાં કર્યાં. જો મને પહેલાથી આ બાબતના બનાવની ખબર હોત તો તેમને ન મુકતાં તેમનો સેવક બની મારૂં જીવન સફળ કરત.

ઉપર લખ્યા પ્રમાણે વાતો કર્યો પછી ભરવાડ દીલગીર થનો ઘરે વિદાય થયો.

ભરવાડના ગયી પછી હરજીભા કે જે ખેતાભક્તના મોટાભાઇ હતા, તેમના છોકરાઓએ પોતાના કાકાના કહ્યા પ્રમાણે ઘરમાં તપાસ કરતાં ભંડકીયામાંથી કોરીઓ લઇ તેની મીઠાઈ લાવી છોકરાઓને જમાડી.

જામનગરના રજપુત ભોઇરાજ જ્ઞાતિમાં દેવ સમાન ખેતાભક્ત તથા દેવકીજી થઈ ગયા કે જેમને પોતાના માતપિતા તથા જ્ઞાત જાત અને પોતાના નામોની કિર્તિ ગણાવી હંમેશને માટે અવીચળ કરી ગયા. તુલશીદાસે કહ્યું છે કે:—

જનુંની જન તો ભક્ત જનજે, કયાં દાતા કયાં સુર;
નહિ તો રહેજે વાંઝણી, નહિ ગુમાવીશ નુર૦

ખેતાભક્તનું નામ ભુલી ન જવાય તે સારૂ જામનગરની રજપૂત ભોઇરાજના જ્ઞાતમાં તેમના નામથી ફાગણ વદી અમાસનો દીવસ ઉજાણીનો ઠરાવ્યો, હાલમાં પણ ઉપર લખ્યા પ્રમાણે ઉજાણી કરી તેમના નામનો ઓછવ કરે છે,

એક વખત ફાગણ વદી અમાસને દિવસે જ્ઞાતમાં મરણ થવાથી તે દિવસ ફેરવી બીજે દિવસે ભુલેશ્વર મહાદેવની જગ્યામાં રસોઈ કરવા માંડી, એટલામાં ઘીની કઢાઇમાં ઓચીંતો ભડકો થવાથી ત્રણ ચાર માણુસો દાઝી ગયા, પણ ઝાઝી ઇજા થઈ નહોતી. રસોઇ તૈયાર થયા પછી લાડવાનું ગાડું ખેતાભક્તની સમાત પાસે કે જયાં ઉજાણી જમાય છે ત્યાં રવાના કર્યું રસ્તામાં નદી હોવાથી નદી ઓળંગી જવાનું હતું. ઉનાળાના દિવસો હતા તેથી નદીમાં પાણી બહુ હતા નહિ. નદીની બરાબર વચલી જગ્યાપર આવતા એકદમ લાડવાનું ગાડું ઉંધું વળી ગયું. જેથી બધા લાડવા નદીના પાણીમાં પડી ગયા, તેથી ઘણું નુકશાન થયું અને મનગમતી ઉજાણી જમાઇ નહિ.

આ પ્રમાણે બેવાર નુકશાન થવાથી વૃદ્ધ માણસો કહેવા લાગ્યા કે "આપણે ઉજાણીનો દિવસ ફેરવવાથી આ દુ:ખ વેઠવું પડયું છે; માટે હવે ગમે તેવી અડચણ હોય તો પણ દિવસ ફેરવવો નહિ, અને જે દિવસે ઉજાણી જમતા હતા તે અસલનો દિવસ કાયમ રાખી ઉજાણી કરવી.

ખેતાભક્તે પડછો દેખાડવાથી ઉજાણીનો દિવસ ન ફેરવતાં તેજ દિવસે જામનગરની રજપૂત ભોઇરાજ જ્ઞાતિમાં વારા કુળના માણસો ઘુઘરી કરી ખેતાભક્તને તથા જેઠવા કુળના માણસો ખીર કરી દેવકીને સમાત લીધી છે. તે જગ્યાપર દેખાડી પ્રસાદ તરીકે માની જ્ઞાતમાં બધાને આપે છે; અને સાંજના સર્વે જ્ઞાતિબંધુઓ સારા અને કીંમતી કપડાં પહેરી માથાપર રંગબેરંગી જરીના સાફા બાંધી તેમજ સ્ત્રી વર્ગમાં પણ આભુષણ ઘરેણા તથા કપડા પહેરી ખેતા ભક્તની સાથે વીસોત માતાની મંદીર આગળ ઉજાણી કરવા જાય છે, અને સાંજે

ઘરે આવી મોડી રાત સુધી પુરૂષ વર્ગ રાશ રમે છે; અને સ્ત્રી વર્ગ ખેતાભક્તના રાશડા ગાય છે કે જેમાનો એક રાશડો નીચે લખવામાં આવ્યો છે: –

## "ખેતા ભક્તનો રાશડો"

સતીએલ દેવકીબાઇ ઉતાવળારે. જાઉં સ્વામીજીની સાથ;

પુરાવો સ્વામીજીની સાથ—ટેક,

ભત્રીજા પીતાંબરભાઇ વિનવું રે, ભલે ઉતારા દેવરાવ;
ઉતાર દેવરાવો સાધુ સંતનેરે, વાર ન કરજો લગાર—૧
ભત્રીજા કલાણભાઇ વિનવું રે; ભલે દાતણીયાં દેવરાવ;
દાંતણીયા દેવરાવો સાધુ સતનેરે, વાર ન કરજો લગાર—૨
ભત્રીજા મેઘાભાઇ વિનવું રે, ભલે નાવણીયા દેવરાવ;
નાવણીયા દેવરાવો સાધુ સંતનેરે, વાર ન કરજો લગાર—૩
ભત્રીજા મલાભાઇ વિનવું રે, ભલે ભોજણીયા દેવરાવ;
ભોજનીયા દેવરાવો સાધુ સંતનેરે, વાર ન કરજો લગાર—૪
ભત્રીજા પીતાંબરભાઇ વિનવુ રે, ભલે મુખવાશ દેવરાવ;
મુખવાશ દેવરાવો સાધુ સંતનેરે, વાર ન કરજો લગાર—૫
ભત્રીજા કલાણભાઈ વિનવું રે, ભલે પોઢણીયા દેવરાવ;
પોઢણીયા દેવરાવો સાધુ સંતનેરે, વાર ન કરજો લગાર—૬
દીકરી સુંદરબાઇ વિનવું રે, ભલે કુંકડા ધોળાવ;
કુંકડા ધોળાવાં ઉતાવળારે, વાર ન કરજો લગાર—૭
દીકરી વાલુબાઇ વિનવુ રે, ભલે તીલક કઢાવ;
તીલક કઢાવો સાધુ સંતનેરે; વાર ન કરજો લગાર—૮

ભત્રીજા ઝીણાભાઇ વિનવું રે, વેગે ઘર ચોખા લઇ આવ;
ઘર ચોખા લઇ આવો ઉતાવળા રે, જાઉં સ્વામીજીની સાથ—૯
પટેલ સવજીભાઇ વિનવું રે, વેગે વેમાન શણગાર;
વેમાન શણગારો ઉતાવળા રે, વાર ન કરજો લગાર—૧૦
દેવકીબાઇએ ઢાળ્યા ઢોળીયા રે, ખેતાભક્તે ઢળ્યા બાજોટ
બેસો બાઇજી બેસો બેન દીકરી, કળજુગની વાત.—૧૧
કળજુગ કડવો લીમડો મીઠી સ્વર્ગ દ્વાર;
સ્વર્ગની શેરી સાંકડી કુંચી કૃષ્ણજીને હાથ—૧૨
ગાયે શીખેને સુણે સાંભળે, એનો વૈકુંઠ હોજો વાસ.

આ પ્રમાણે જામનગર ભોઇરાજ જ્ઞાતિમાં દેવપદ પામેલા **ખેતાભક્ત**ના તથા **દેવકીજી**ના નામના રાસડા ગાવાનો તથા તેમના નામની ઉજાણી કરવાનો રિવાજ હજુ સુધી પણ જામનગરમાં તેમજ બીજે સ્થળે જયાં જામનગરના રજપુત ભોઇરાજ બંધુઓ વશે છે ત્યાં ઉપરનો રિવાજ જોવામાં આવે છે.

---